# ॥ શ્રીજી સત્ય છે. ॥

## બોટાદના કે. જ. પા. ને થયેલો હડકવા તેના ભષણ ભુકણનો જવાબ.

---

## કુસંગકુબ્જાના સન્નિપાતની લવરીનો જવાબ.

---

## બોટાદના શ્રીજી સ્વયંસેવક મંડળને મૈત્ય સત્ય શુભ બે બોલ.

---

## અમદાવાદના સ્વામિનારાયણ નિંદક માસિકના ગુઢ ગાઢાંધકારનો પ્રકાશ.

---

## સંકેતને બે બોલ.

---

## વિગેરેના જવાબો.

---


[illegible] છગીલાલ મગનલાલ. [illegible] સુરત.
[illegible] ગુલાબ વનમાળીદાસ.
"દેશી મિત્ર પ્રેસ." લીમડાચોક સુરત.

श्रीहरिर्जयति.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥१॥

# બોટાદના કુસંગકુધાના કુટતંત્રી કે મંત્રી, કે. જ. પા. ના ભષણુ ભુંકણુનો જવાબ—

ચુંટણીનો સત્ય રહસ્ય અભિપ્રાય વાંચ્યા વિચાર્યા વિના, તેમજ પોતાની જાત કે ભાત કે વાત કે અધિકાર પારખ્યા વિના બીજા કોઈ એલલબી કરવા કે અપજશ મેળવવા નવરા નહિ હોય એમ જાણીને કુસંગકુધાના માયાતંત્રી બકવાદ કરવા પહેલા બહાર પડયા. ચુંટણી વિગેરેની ખોટી એકતરફી ઉટાંગ હકીકતો છાપવાના પ્રસંગથી માસીકનું પુર્વનુ તેમજ અત્યારનું અજવાળું અને અંધકાર જેટલું અંતર .. ..આને તથા " .... બુઝવવા માટે એ સાચા બોલ કહેવાની ફરજ પાડી હતી. તેથીજ ચુંટણીમાં તેમને છેવટના ભાગમાં સંભારવામાં આવ્યા હતા, છતાં આ તંત્રી તો કોઈ ક્ષુદ્રના જંત્ર મંત્રના જોરથી અચાર્ય પક્ષથી વિમુખ આખા પક્ષના મોવડી થઈને બધાની વતી પોતેજ તંત્ર મંત્ર યંત્ર કે જંત્ર વાપરવા કે દેખાડવા પહેલે નંબરે એકદમ કુદી પડયા.

ચુંટણીમાં તેનું વિચિત્ર ચુંટાચુંટનું સ્વરૂપ યથાર્થ વર્ણવ્યામાં આવ્યું છે તે પ્રસંગથી કારભાર લેવા માટે કરેલી કુટ કુટીલ કોશીષોનું ચિત્ર આપ્યું છે. સ્વરૂપ પણ જેવું થએલું તેવુંજ વર્ણવ્યું છે. તેમાં કાંઈ અતિશયોક્તિ થઈ હોય તો તેની શોભા પુરતી હતી. તેમાં કોઈની ખાસ ઇરાદાથી નિંદા કરવાની વૃત્તિ નથી તેમ કોઈની ખાસ પ્રશંસા કરવાની વૃત્તિ પણ નથી. કોઈની ઉપર તેવી વૃત્તિ પડી હશે તો તેમાં તેઓજ પ્રથમ નિમિત્ત છે. તેમાં કોઈ તપોમુર્તિ કે બ્રહ્મનિષ્ઠનું તીક્ષ્ણ તપ તોડી પાડયું નથી તેમ કોઈનું કલ્પિત સદ્‌ગુરૂપદ લઈ લીધું નથી. તેમ કોઈ શેઠનું શેઠપણું કે મુગટમણીપણું હરી લીધુ નથી તેમજ કોઈની પ્રપંચ પટલાઈ છીનવી કે પાછી પાડવામાં આવી નથી તેમ કોઈનું શાસ્ત્રીપણું કે પુરાણીપણુ કે મહારાજપણું રોકી રાખ્યું નથી. તેમ કોઈનું કોઠારીપણું કે પ્રેસીડેન્ટપણું કે મેંબરપણું ખેંચી લીધું નથી તેમ કોઈના જંત્ર મંત્ર યંત્ર કે તંત્રને બાંધી રાખ્યા નથી. જો તેવી વૃત્તિ હોત અને દરેક દુષિત જાતને ચુંટણી બણવવામાં આવી હોત તો તેવું અગણિત સત્ય સાહિત્ય એક એક આખા માસિકનો અવકાશ જોઈએ તેટલું તૈયાર હતું. પણ તેવી વૃત્તિ નહિ હોવાથી તે તરફ દ્રષ્ટિ કરી નથી. છતાં આ અવિદ્યાતંત્રી તો ફક્ત ઉશ્કેરણી કરવાના ઇરાદાથી અને પોતાના દોષો ઢાંકવાના

ઇરાદાથી અવળી અવિદ્યાના તંત્ર મંત્ર યંત્રના જોરથી લાગલ્યા ભષવાજ તૈયાર થઇ ગયા. જેથી આ ભાઇ દરેકની જાતની પરીક્ષા કરાવાની કુવૃત્તિ કરાવશે ખરા, વાંકાં અઢાર અંગવાળા ઉંટભાઇ બીજાના એક એક વાંકા અંગને નિંદવા તૈયાર થાય છે પણ પોતાનાં અઢારે અંગ વાંકાં છે તે તરફ તો લગાર દ્રષ્ટિજ ફેરવતા નથી. પારકા અણુ જેટલા પણ દોષ જોવામાં દિવ્ય દ્રષ્ટિ અને પોતાના મેરુ જેટલા દોષો જોવામાં સહજ સ્વભાવે અંધદ્રષ્ટિ વાપરવાની અંધ અવિદ્યા ઘણા વખતથી માસીક દ્વારા પ્રસારી છે છતાં તે તરફ ઉપેક્ષા રાખીને તંત્રીભાઇની પેઠે કોઇની જાત ઉપર ચુંટણી ખાણી નથી. તથાપિ કોઇને અણસમજણે કરીને અવળું લાગ્યું હોય અથવા ખોટું જણાયું હોય તો તેનો યોગ્ય સત્ય જવાબ આપવાની એલલણી વાપરવી જોઇએ. જેથી કાંઇક અંશે ઉપયોગ થાય. આ મોટા ભાઇ તો કશો જવાબ આપ્યા વિના અર્થનો અનર્થ સમજાવી ફકત ઉશ્કેરણી કરવાના ઇરાદાથી "મોઢું છે માટે બોલવુંજ" આટલુંજ મોઢાનું પ્રયોજન સમજી એકદમ પાંચમા મોંઢામાંથી વૈખરીજ કાઢવા લાગ્યા. એટલે બાકીનું કોપ કરીને પૂરૂં કરવા જેવું કર્યું. તેમ કરવાથી કશો સ્વાર્થ સરવાનો નથી પણ જાત ભાતનું પ્રમાણ થાય છે.

**"यदा यदा मुंचति वाक्य बाणं तदा तदा जातिकुलप्रमाणं ॥**

પ્રથમ તો કોને કેવી રીતે કયાંથી કયારે કેવી ભ... સચોટ બેસી ગઇ કે જેથી તેનું વિષ રગરગમાં વ્યાપી જતાં અનિવાર્ય હડકવા લાગુ થયો અને કયાં કયાં કેટલાં ડાચીયાં નાંખ્યાં અને કયાં કયાં કેટલી વિષલાળ કેવી રીતે પ્રવેશ કરાવા માંડી તેનો લેશ વીચાર કરવાની જરૂર હતી. આ હડકવા પોતાની જાતમાંથી દુર્ભાગ્યે પ્રકાશ થયો હોય અથવા અંધ પરંપરાના જંત્ર મંત્ર યંત્ર કે તંત્રથી પ્રવેશ થયો હોય અથવા કોઇ મહાત્મા મહારાજના આવેશથી પ્રકટ થયો હોય અથવા બીજા કોઇ અજ્ઞાત દુષ્ટ સંસર્ગથી લાગુ થયો હોય તેનું નિસંશય નિદાન તો તેઓ જાણે પણ કેટલાક માસથી કોઇએ સચોટ દ્રઢ વિષદાઢ બેસાડેલી તો સ્પષ્ટ છે. તેથી તેનું વિષ રગેરગમાં વ્યાપિ જતાં અનહદ હડકવા લાગવાથી જ્યાં ત્યાં વિચાર કર્યા વિના અર્થશુન્ય ખાનગીમાં કે પ્રસિદ્ધમાં કે માસીકમાં કે પેપરોમાં કે કોર્ટમાં ડાચીયાં નાંખવા માંડયાં હતાં અને પોતાની વિષલાળનો જેને તેને સ્પર્શ કરાવા ભમતા હતા. એવી રીતે આ હડકવાના કુસંગ કુધામા અવધી નહી રહેવાથી તેનાથી સજ્જનોને અનર્થ ન થાય તેમજ કુસંગકુધા પણ ફરીથી સત્સંગસુધા થઇ જાય એવા શુભ સાચા આશયથી **पशूनां लगुडो यथा** આ ન્યાયથી અલ્પ લાકડીથી ધીરે રહીને પ્રહાર કરવામાં આવ્યો હતો. તે પણ કુસંગ કુધાનો હડકવા ઉતારવા માટેજ, નહિ કે મારી નાખવા માટે. જો તેવો પ્રયત્ન હોત તો પુરેપુરી ચિકિત્સા કરાત. ચિકિત્સા અને ચિકિત્સકો તૈયારજ હતા. પણ પશુઓને તો આટલા પ્રહારથી બસ થશે એમ જાણીને વધારે પ્રહાર કર્યો નથી. છતાં આ ઉતાવળીયા ભાઇ તો અર્થનો અનર્થ કરી પોતાને વધા વિમુખ પક્ષના પુર્ણવિતારી માનીને એકલાજ પરીક્ષામાં પાસ થઇ અર્થ વિનાનાં કેવળ ડાચીયાંજ નાંખવા ફરીથી

ઉભા થઈ ગયા અને જ્યાં ત્યાં પોતાની વિષલાળ વગાગાડવાની મહેનત કરવા લાગ્યા. પણ હવે સમજી રાખશો કે આવાં હડકાયાં ડાચીયાં નાંખવાથી કોઇ પુર્વની જાતમાં કે ભાતમાં ગણીને તેને ઉપયોગી જાણી ગ્રહણ કરશે નહિ. હવે અંધશ્રદ્ધાનો સમય જતો રહ્યો છે. કોઇ અજાણ્યા હશે તે પણ કુસંગકુધાને અઢારે અંગમાં વિષલાળનો પ્રવેશ થએલો જાણી તેનાથી દૂર નાશી જશે. આ હડકવા નહિ શમે તો છેવટે કાળું પાણી કે અપમૃત્યુ વિના છુટકોજ કયાં છે? માસીકમાં બીજી ઘણી સુધા વહેતી હતી પણ આ શયતાનીયત જન્મ્યા ત્યારથીજ હડકવા લાગ્યો છે. જેથી બીજી જાત કે જીવનને તો જાણતાજ નથી. તેમ આ અપકર્મનેજ જશરાજ માન્યું છે અને એલક્ષણી પણ આમાંજ કૃતાર્થ કરવા નિર્ધારી છે આ જાતના આવા હડકવાથી આખી સત્સંગ સુધાનું સ્વરૂપ અગ્રાહ્ય કુસંગકુધા થઇ ગયું છે. જેમ દુધમાં વિષકણ પડવાથી અગ્રાહ્ય થાય છે, ગમે તેવા સુરૂપને કોઢ નાશ કરે છે તેવી દશા થઈ છે.

આ હડકાયાં વિષવાળાં ડાચીયાં કોની સામે નંખાય છે તેનો પણ આ વિજાતી ભાઈ લગાર વિચાર કરતા નથી. પોતાના સંપ્રદાયના પૂજ્ય નેતા પોષક ધણી ગુરૂ સામે ડાચીયાં નંખાય છે. ભષક પણ ધણી કે પોષકને ડાચીયાં નાંખતા નથી. તેમ લુણ હરામ કરતા નથી. છેવટે યથાશકિત દ્વારનું કે ચોર ચકારનું રક્ષણ કરે છે. આવા અમર્યાદિત ભષણથી ગજેન્દ્ર ધણીને કશી હાનિ નથી તેમ તે ગણતા નથી. પણ ભાઈની લાયકાત તો જણાઇ આવે છે. માટે હવે પોતાની જાત ભાત કે અધિકાર જોઇને ભષણુ કે ભુંકાણુ થાય તો સારૂં છે.

આચાર્યને હંફાવવા સહજાનંદી નહિ પણ તેના જેટલા વિરોધીઓનો જન્મ અપાવવો બાકી રહયો હોય તેટલાને સુખેથી અપાવશો પણ વિનંતી એટલી કે જન્મ ક્ષેત્ર બોટાદ રાખશો અને ત્યાં ભરાઇ જાય તો મહુવામાં રાખશો. પણ જસરાજને અપજશ આપવા અવકાશ ન આપશો. તેમજ બીજાં પવિત્ર ક્ષેત્રોમાં જન્મ ન આપશો કે જેથી તે અત્યાર સુધી અદૂષિત રહેલાં ક્ષેત્રો દૂષિત થાય નહિ. યદ્યપિ બીજાં ક્ષેત્ર દૂષિત થાય તેમ નથી. તથાપિ કાલવશાત કે કુસંગ કુધાના પ્રવાહવશાત્ દૂષિત થાય જેથી આ વિનંતિ કરવામાં આવી છે.

વળી આ કલેશલાળ પરીખભાઇને સત્યાસત્ય, હિતાહિત કે યોગ્યાયોગ્ય કે ગુણાગુણનો લેશ વિભાગ પણ જણાતો નથી. જેથી પૂજ્ય પોષક ગુરૂ ધણી સામાં ડાચીયાંજ કેવળ નાંખ્યા કરે છે. આચાર્યે કોઇ કેશ પ્રથમ ઉભો કર્યો ન હતો. કારભાર લેવા માટે અંધપરંપરાની ઉશ્કેરણીથી અને બોટાદના કેટલાક અર્થી આગ્રહી બચ્ચાઓની આગેવાનીથી કેશ કલેશ ઉભો થયો હતો. સત્સંગની કેવી સારી દશા હતી પણ આ બાળબચ્ચાઓ બુરી દશા લાવ્યા. "આચાર્ય બધી મીલકત લઇ જાય છે માટે તેમની સામે થાઓ" આટલોજ અંધ અપવાદ આપી ભોળા લોકોને પોતાના વિમુખ પક્ષમાં પાડવાની માયાવી અંધ બાજી ખેલતા હતા. આચાર્ય મીલકત લઇ ગયાની કશી પણ

સાબીત કરી શક્યા નહિ. આચાર્ય મીલકત વાપરી ખાશે માટે બંધ કરાવા માટે બહુ ડાચીયાં જ્યાં ત્યાં માર્યાં પણ છેવટે ઉલટી અણધારી વધારે છુટ થઇ અને કશું ધાર્યું હાથમાં રહ્યું નહિ. તેમ કશો ઉદ્દેશ સિદ્ધ થયો નહિ. ફકત સંપ્રદાયના ધર્મના અને ધનના ધ્વંસમાં અસાધારણ નિમિત્તભૂત થયા. છતાં પણ હજી જ્યાં ત્યાં ત્રાપ મારવાની અને આચાર્યને હંફાવવાની ભલામણો કરવાની ભુંડઇ ભુસતા નથી. હજી તો સમીપમાં રહીને વેંણી ખાવા માટે સારંગપુર કબજે લેવા ત્રાપ મારી છે અને કોર્ટ સુધી ડાચીયાં નાંખવાનાં શરૂ કર્યાં છે. જુનાગઢનો ઇતિહાસ અપૂર્ણ અવસ્થામાં છે. જેથી તેના અંગનો ખોટો કરેલો હડકવા અનુપયોગી છે. તેના સમાધાન માટે કેટલાક સભ્ય નીમાયા છે પણ તેઓ દીર્ઘસૂત્રી જણાયા છે. ઘણા માસ થઇ ગયા પણ કશું કરતા નથી. તેમ નહિ થાય એમ પણ કહેતા નથી. પછી **दीर्घ सूत्री विनश्यति** એવું થશે. આચાર્ય કોઠારીને આ સમાધાન કરનારાઓ ઉપર વિશ્વાસ છે જેથી તેમની પાછળ ફાંફાં માર્યા કરે છે અને તેઓ પણ ફાંફાં મરાવ્યા કરે છે, શું થશે તે સર્વજ્ઞ શ્રીજી જાણે. કોણ કેનું હૃદય જાણે છે. માટે આ સંબંધમાં કરેલો હડકવા જાત કે ભાત શોભાડવા પુરતોજ જણાય છે.

વળી આ તરંગી મોટાભાઇ કોઇ કોઇ સ્થળે સત્સંગસમાજ સ્થપાયો હશે તેના ઉદ્દેશો કે સ્વરૂપ સમજ્યા વિના પોતાના કુસંગકુધાના જેવીજ ગતિ સમજી બેઠા છે, મુંબઇના પ્રતિષ્ઠિત સત્સંગશિરોમણી શેઠીયાઓ કે બીજાઓ કે સુરતના ચોકસી વકીલ સાહેબ જેવા સુદૃઢ સત્સંગીઓએ એક મંડળ સ્થાપવાની યોજના તૈયાર કરી છે, તે તમારા જેવા કુલાંગાર ઉદ્દેશવાળું નથી. તેમના ઉદ્દેશો બહાર પડેલા છે. આચાર્યશ્રીને આગળ રાખી શી રીતે સત્સંગની એકતા અને પૂજ્યભાવના પેદા થાય વિગેરે સત્સંગ સુધાના ઉચ્ચ ઉદ્દેશો તેમના છે. નહિ કે તમારી પેઠે આચાર્યને હંફાવવા સાચા સહજાનંદીઓને જન્મ આપવાની ભલામણના કે કુસંગકુધાનો વધારો કરવાના કે કાળી કુલાંગારના કાઢવાના. મોટા મોટાઓને ઉશ્કેરવા આ અવિદ્યાની હડકવા જાહેર કરાઈ છે, પણ તેનો સ્પર્શ તે મંડળને અડવાનો નથી તેમ કોઇ ઠગાય તેમ નથી. તે તો કુસંગ સુધાથી દુરજ રહે છે. બોટાદને બાદ કરતાં બીજા મંડળો પણ તમારા જેવી કાળી કુલાંગારતા કાઢવા સ્થપાયાં નથી, તે પણ તમારી ઝેરી પ્રાણહારી હવાથી દુરજ રહેલાં છે, માટે સર્વને તમારી જેવી ગતિવાળાં ન ગણી કાઢશો.

વળી આ સાહસી ભાઈ ગઢડાના કોઠારી કે કમીટી કે બોટાદના શેઠશ્રી વિગેરે આગેવાનો કોઇ કજીયાની વાતમાં જાણતા ન હોય તેમ તેમાં પોતે ખુશી ન હોય, તથાપિ તેમને તો પહેલાંજ વધાવી લે છે અને તેમનાં નામોજ આગળ કરી કલંકિત કરી દે છે, અને પોતાની પંક્તિમાં બેસાડી દેઇ કમીટીના ઠરાવને અને આ ભાઇને દશ બાર ગાઉનું છેટું છે. પણ હડકવાના જોરથી અર્થ વિનાનાં ખોટાં ડાચીયાં જેમ તેમ મારતાજ આવ્યા છે; આ બધુ કુલાંગારનેજ શોભતું આવે. પોપાંબાઇનું રાજ્ય

જાણી વિષવાળા હડકવાના જોરથી જેમ તેમ જયાં ત્યાં ડાચીયાં નાંખીને કે ભશી ભશીને કે ભુંકી ભુંકીને કે કુંકી કુંકીને અત્યાર સુધી સત્સંગસુધા ઠગી પીધી છે, પણ હવે તે કુસંગકુધાનું સત્ય સ્વરુપ સમઝી ગઈ છે, માટે હવે નિષ્ફળ બહુ પ્રયત્ન કરશો નહિ.

માસીકમાં કોણે કયારથી હડકવા શરુ કર્યો અને તેની વિષદાઢ કોણે કયારથી બેસાડી અને કયારથી ડાચીયાં મારવાનાં અને જેને તેને ઝેરની લાળ વળગાડવાની પહેલ કરી, આ સર્વ વિચાર નિષ્પક્ષપાતપણે દુરાગ્રહને દુર કરી એકાગ્રમને કરશો, તો પોતાની પહેલ માલમ પડશે જેથી બીજાને વૃથા દોષ દેવાની દૃષ્ટિ રહેશે નહિ. હડકવા બહુ માસથી લાગ્યો છે, એટલે તેના દિવસો ભરાઈ ગયા છે. એક બે કે ત્રણ ગણી રાખશો. આજથી કુસંગકુધાની ઝેરી હવાઓનો વિનાશનું મંડાણ શરુ થએલું માનવું. બહુ દિવસથી ઝેરી અનહદ અંધાધુંધી હવા જયાં ત્યાં પ્રસારી હતી, તેના નિવારણ માટે આજ સમર્થ સૂર્યનો ઉદય સંપ્રદાયના આંગણામાં થયો છે. જો કે ઉલુકો તો માનશેજ નહિ. તે તો તેનું અસ્તિત્વજ અંગીકાર કરવાના નથી. કોઇ વાત કરશે તો ચાંચ લઇને મારવા તુટશે અને કહેનારાઓનો અવગુણ પરઠશે માટે બહુ કહેવાની જરૂર નથી.

માસીકના આશ્રયવાળાના મનમાં એવી અભિમતિ હોય કે અમે તો જેની તેની નિંદા કરવા કે અપવાદ આપવા કે અસત્ય બોલવાનો ઈજારો રાખ્યો છે એટલે અમારી તો કોઇ બીજો અવગણના કે સત્ય વાતનો બોધ કરી શકેજ કેમ ? પણ હવે જાણી રાખશો કે મુંગે મોંઢે બેસી રહે તેવા કે પોતાની નિંદા કે પોતાના પૂજ્ય ગુરૂની નિંદા સહન કરી શકે તેવા બધા ન હોય. કોઈ શ્રાદ્ધ કરનાર હરિનો લાલ મળી આવે.

## સામાન્ય સુચના.

કેટલાક વર્ષથી કેટલાક ત્યાગીઓ કારભારના લોભથી સંપ્રદાયથી વિમુખ થઇને પૂજ્ય આચાર્ય કે તેના કોઠારી કે કારભારી કે તેમને મળતા બીજા ત્યાગી ગૃહીઓની હદ ઉપરાંત મીથ્યા અપવાદી નિંદા કરવાનો નિત્ય વિધી લઇ બેઠા છે. કોઇ પેપરમાં તો કોઇ હેંડબીલોમાં તો કોઇ માસીકોમાં તો કોઈ કોર્ટમાં તો કોઈ ખાનગીમાં તો કોઇ પ્રસિદ્ધિમાં નિંદાનો નિત્ય પાઠ પુરો કરે છે. અને તેવા પેપરો લઈને જ્યાં ત્યાં વાંચતા અને વંચાવતા માલમ પડે છે. પણ આ વ્યકિતઓ પોતાનો લેશ દોષ દેખતા નથી. જ્યારે કોઈ તેમને તેનો જવાબ આપે અથવા તેમની નિંદા ખોટી ઠરાવે ત્યારે નહિ સહન કરતાં એકદમ ઉતાવળા થઇ જાય છે. પ્રથમ જો નિંદાનો આરંભ ન કરતા હોય તો કોઈ કશું કહેવા કે લખવા નવરા નથી. કોઇ નિર્દોષને જ્યારે ચોર કહીએ ત્યારે તે વધારે તો નહિ પણ ચોરને ચોર કહેવાનો અધીકાર તો વાપરેજ. આ બધી કથા ચોર કોટવાળને દંડે તેવી છે. આ ચોર વ્યકિતઓને તો મનમાં એમ હશે કે અમે ગમે તેમ ગમે તેની નિંદા કરીએ કે ખોટું કહીએ પણ અમોને કોઈ કશું કહી

શકે નહિ પણ આવી અંધ અવળાઇ છે. જ્યાં સુધી નભે ત્યાં સુધી ઠીક છે અથવા નિંદા સહન કરે ત્યાં સુધી ઠીક છે પણ જ્યારે હદ ઉપરાંત નિંદા કરવામાં આવે ત્યારે કાષ્ટ પાષાણને પણ વિષમ લાગે માટે આવા ઉતાવળીઓએ અંતરમાં સમજી રાખવું જોઇએ કે અમો રાત્રિ દિવસ શું કરીને જીવન ગાળીએ છીએ. અને કોણે પેપર કે માસીકમાં પહેલ કરી છે તેની પણ તપાસ કે વિચાર કરી જોશે તો પોતાનો મેરૂ જેવડો દોષ દ્રષ્ટિએ પડશે. આ તો ફકત ઝીણી ચુંટણીજ ખણવામાં આવી છે. તેટલાથી સમજશે તો ઠીક છે નહિ તો એક એકના જાતિ દોષની ચિકિત્સા કરવી પડશે. માટે છેવટે વિનંતી કે જે બાબતમાં પોતાને શિર સમાન દોષ કે અધિક દોષ આવવાનો હોય તેવી બાબતમાં બીજાને દોષ ન આપીએ તો કેવું સારૂં. અથવા નિંદા કરતાં પહેલાં આત્મોપમ્ય વિચારીએ તો કેવું સારૂં. હશે જેનો જે સ્વભાવ પડયો તે જવાનો નથી.

અંધ વહીવટને અંગે હજારો રૂપીઆની ઘાલમેલ કરી વળી દાવાનો મદદના નિમિતે હજારો રૂપીઆ ધર્માદા વિગેરેના ઉઘરાવી ખાધા. કેટલાંક ટ્રસ્ટફંડ પણ ફોડી ખાધાં છેવટે કોર્ટના આશ્રયથી દાવાના ખર્ચ નિમિતે કુચાલથી હજારો રૂપીઆ આટોપી ગયા છતાં હમણાંજ નડીયાદ કોર્ટમાં એક નવી કુચાલ ઉભી કરી છે. કેટલાક વકીલોને અમુક રકમ આપવાની ઠરાવી બહુ લાંબે વર્ષે ખોટાં બીલો કરાવી વાદીઓના નામથી લગભગ ચાળીસ પીસ્તાળીશ હજાર રૂપીયા મંદીરમાંથી નાહક કઢાવવાની બાજી વાદીઓના મંડળધારી પ્રમુખ કુચાલના કોઠારી ને દેવદ્રવ્યના કુઠારી વાદી સમાજની કમીટીના એક મેમ્બર કે પ્રમુખ કે કોઠારી કે કારભારી ખુશાલભકતે આરંભી છે, વાદિઓનું નામ આપી પોતાનું કામ કાઢી જાય છે, તેમ મંદિરમાં નાહક નુકશાની લાવે છે પણ વાદીઓ બીલકુલ સમજતા નથી. હશે શ્રીજી મહારાજની મરજી. કોઇ દિવસ સામટાં લેખાં લેશે, કર્યાં કર્મનું ફળ તો વહેલું મોડું મળશેજ. દેવના પૈસા કોઇને પચ્યા નથી અને પચશે પણ નહિ.



# કુસંગ કુધાના સન્નિપાતની લવરીનો જવાબ.

વળી આ સત્સંગ સુધાંગાર કુસંગકુધાના તંત્રી કે. જ. પા. ને કોઇ કહેવાતા તપસ્વી કે મહાત્મા હિતશત્રુએ ગળથુથીમાંથીજ અંધ અવિદ્યામય અવળી કરાળ કાળમુખી આત્મઘાતી આપાત રમણીય ગોળી આપી દીધેલી, જેથી અસમાધેય સન્નિપાત જન્મની સાથેજ રગેરગમાં લાગુ પડેલો. તેને શમાવા માટે બરોબર નિદાન કરી કડવી પણ પરિણામે હિતકારક, નાની છતાં પુષ્કળ ફાયદો આપનારી, લૌકિક પણ અલૌકિક જીવન ગાળનારી ચૂંટણી રૂપી માત્રા તેના અનુગુણ અનુપાન સાથે આપી, પરંતુ આ ભાઇને તો જોવાની સાથેજ અમૂક ચમક ચઢી ગઇ તે વાંચવા વિચારવા પણ ન રહ્યા. તેમજ સત્યાસત્ય કે સારાસાર કે હિતાહિત કે યોગ્યાયોગ્ય કે શુભાશુભ કે ધર્માધર્મ કે કાર્યાકાર્યનો વિચાર કરવા પણ ન રહ્યા. તેમજ સ્વભાવાનુસારી માસીક સમીપમાં હોવા છતાં તેને પણ ભુલીને વેગમાં ને વેગમાંજ લાગલા એકદમ કુળ કુટુંબને પણ તૃણવત્ ત્યાગ કરી, રાજકોટ સુધી લાંબી પ્રેમી મુસાફરીએ જઇ પહોંચ્યા, અને કૂળલાજ કે લોકલાજ કે સાધુ સત્સંગનું સગપણ ક્ષુદ્રઅર્થ માટે છોડી દઇને સમાનશીલ મુદ્રણાલયમાં જઇ જેમ આવે તેમ અર્થશૂન્ય અસંબંદ્ધ મૃગપક્ષીવત્ હેંડબીલ દ્વારા લવરી કરી વાળી. આવી અવદશામાં પણ કોઇ દાંભિક, સ્વાર્થી નરપિશાચ મળી આવ્યો હશે તેણે તેમાં વધારો કરવા વિકરાળ અંધમાયાની વિમુખ ગોળી આપી દીધી જેથી ચમક નહિ સમતાં ફરીથી કુસંગકુધાને શાભાડવા લાખો લવરી કરવાનો આરંભ કરી દીધો. આ પુરૂપ પશુને અવસાન દશા સીવાય સન્નિપાતની ચમક નહિ વિરમે એમ ચિકિત્સકો માને છે. હશે આગંતુક હોય તો ઉપાયથી મટી જાય. આ તો કોઇ પૂર્વ ભવના પ્રબળ પાપથી કે કોઇ મોટાઓના શ્રાપથી ગળથુથીમાંથીજ સર્વાંશમાં લાગુ પડેલો તે ક્યાંથી શમે. જ્યાં સુધી પાપજીવન હોય ત્યાં સુધી ભલે લવરી કર્યા કરે. સત્સંગ સમાજ સન્નિપાતની લવરી જાણી ગયા છે એટલે તેને કશી હાનિ નથી પણ આ ભાઇનાજ આલોક પરલોક બગડશે.

વળી આ બદીમૂર્તિ પોતાની બદબદી દ્રષ્ટિથીજ સત્સંગ ઉપર કલ્પેલી બધી બદીઓ દૂર કરવાની લવરી કરે છે. પરંતુ પોતાના પામર આત્માના અંગઅંગમાં સર્વાંશે ઉંડી પેસી ગએલી ઝેરી કાળમુખી બદી નાબુદ કરે તેમજ સત્સંગસુધામાં પોતાના માયાતંત્રીપણાથી પેશી ગએલી પ્રાણહારી કુસંગકુધારૂપી ઝેરી બદીઓ નાબુદ કરે. તેમજ પોતે પુજ્ય માનેલા સદ્દગુરૂઓ, મહાત્માઓ, પંડ્યો, શાસ્ત્રીઓ, પુરાણીઓ, કોઠારીઓ વિગેરેની પરાર્ધ બદબદીઓ હૃદયમાંથી અપુનરાવૃત્તિ માટે નાબુદ કરાવે અને બોરીયાવી બોટાદ વીગેરે સ્થળની બદીઓ દિગંત દૂર કરાવે તો આખા સત્સંગની બદીઓ દૂર થઇ ગએલી સ્વયં સમજી લેવી. પરોપદેશે પાંડિત્ય નહિ કરતાં પોતાની અને પોતે માનેલા મહાત્માઓની બદબદીઓ દૂર કરાવવી જોઇએ, એટલે બીજાની બદીઓ બાકી રહેશે નહિ. રાજકોટ રહીને બદીઓનાં વિનાશનાં પગલાં લેવાશે નહિ. માટે દુ:ખમય દાસવૃત્તિ (નોકરી) છોડી દઇ વિનાશનાં પગલાં બોરીયાવી બોટાદ વિગેરે બદીનાં સ્થળમાં ફરવી ક્યાં ક્યાં કેટલી કેવા રૂપની ઝેરી બદીઓ પેશી ગઇ છે તેનું દિવ્યદ્રષ્ટિથી નિરીક્ષણ કરી આત્મબળથી દૂર કરશો—કરાવશો એટલે બધા સત્સંગની સ્વમન: કલ્પિત બદીઓ નાબુદ થઇ ગએલી જણાશે. બદીઓ નીકળતાં બાકીનો અંશ નીર્મળજ રહેશે. **जितं जगत् केन मनो हि येन** ક્ષીરમાં પ્રવેશ થએલો નીરાશ હંસવૃત્તિથી દૂર થશે એટલે સ્વયં ક્ષીરજ રહેશે. સત્સંગમાં કોના પ્રમુખપણાથી કયા કારણથી ઝેરી બદીઓનો પ્રવેશ થયો છે તેનો સર્વ પ્રકાર મિત્રવત્ ચુંટણીમાં વર્ણવ્યો છે તે વાંચી વિચારી જોશો. બીજાઓની બદીઓ કાઢવા જતાં બધી બદીઓ ભેગી થઇને યોગ્ય પ્રિય સ્થાન મળતાં પોતામાં પેશી ન જાય તે જરા જાળવશો.

વળી આ કુસંગકુધાના પ્રથમ તંત્રી ગુરૂએ મુમુક્ષુઓને મોક્ષોપયોગી ધ્યાન ભજન સુખેથી થવાના, માળા માનસી ઘાટ સંકલ્પ વિનાની થવાના, પામર આત્માને બળવાન બનાવવાના, પંચ વિષયના વેગને શમાવાના અને શ્રીજીના સિદ્ધાંતોનું અનુશીલન કરવાના વિમૂખ ઉપાયો તો ઉતમ અપુર્વ સુલભ્ય સારા ગોતી કાઢ્યા છે. જેવાકે–સત્સંગમાં જબરજસ્ત ઝપાઝપી કરવી કરાવવી. આચાર્યને હંફાવવા કે તેમનો પક્ષ તોડી ફોડી નાંખવાજ સહજાનંદ વિરોધીઓનો જ્યાં ત્યાં જન્મ આપવો અપાવવો. સત્સંગનું પરિવર્તન કરી નાંખવું. દુઃખમય સત્સંગનો વહીવટ સ્વહસ્તમાં લઈ લેવો. અંધ વિમુખ પક્ષને બળવાન બનાવવો વિગેરે અનેક ઉપાયો માસીકમાં બતાવ્યાજ કરે છે. પરંતુ વિમૂખ પક્ષ સિવાય બીજો કોઈ ગ્રાહક થતો નથી. પણ હવે સમજી રાખો કે, આ સર્વે ઉપાયો વિરોધી સ્વભાવના હોઇને ધ્યાન, ભજન માળા, માનસી પુજામાં સર્વથા મહા વિઘ્ન કરનારા, પામર આત્માને નિર્બળ બનાવી અધઃપતન કરાવનારા, પંચ વિષયના વેગને વધારનારા અને શ્રીજીના સિદ્ધાંતોને મુળમાંથી ઉખેડી નાખનારા વિમુખ છે. ધ્યાન, ભજન, માળા, માનસી આત્મબળ, પંચ વિષયમાં વૈરાગ્ય શ્રીજીના સિદ્ધાંતનું અનુશીલન વિગેરે સિદ્ધ કરવાના ઉપાયો તો હૃદય શુદ્ધિ વિગેરે છે. હૃદય શુદ્ધિમાં તો આહાર શુદ્ધિ જોઇએ. જેવો આહાર તેવોજ ઓડકાર આવે છે. ધ્યાન, ભજન, માળા, માનસી પુજાના અંગવાળા પરમ ભાગવત શેઠ શ્રી શીવલાલભાઈ વિગેરે થઈ ગયા છે. તેઓ કેવા ઉપાયો કરતા તે લગાર તપાસી લેશો. ખબર ન હોય તો શેઠ હિમ્મતલાલભાઈ વિગેરેને પુછી જોશો અથવા તેમના આખ્યાનથી જાણી લેશો. આ ઉપાયોમાં ગુરૂ કૃપાથીજ પ્રથમારંભ થાય છે. આચાર્ય ઉપર રાગદ્વેષાદિ સહસ્ત્રાવધિ દોષોથી ભરપુર ભરેલા તેમજ અંધપરંપરાની તમામ અવિદ્યાથી સર્વાંશે આવરણ પામેલા હૃદયમાં ધ્યાન, ભજન, માળા, માનસી વિગેરે સદ્‌ગુણો તો સહસ્ત્ર ગાઉ દુરજ રહે છે. સત્સંગનું પરિવર્તન તો નહિ થઇ શકે પણ જ્ઞાન ભાનનું પરિવર્તન નહિ થઈ જાય તે જાળવશો. સત્સંગનો વહીવટ તો હાથમાં નહિ આવે પણ વિમુખ અંધ વડવાડનો કે આચાર્ય કે કોઠારી કે તેમના અનુયાયીનો દ્વેષ કરવાનો વહીવટ હાથ આવ્યો છે અને આવશે. સત્સંગના વ્યવહારનો લોક વ્યવહારની સાથે ગણી તેને દુઃખમયની ઉપમા આપી તેવા વ્યવહારમાં ઉંડા ઉતારવાની ભુંડી વિમૂખી પિશાચી ભલામણો કરવાનું કારણ તો દુઃખ તંત્રી જાણે. ધ્યાન ભજન કે માળા માનસીના અંગવાળા તો સત્સંગના વ્યવહારથી પણ સદા દુરજ રહે છે. આવી ઉદાસીન વ્યકિતઓને પણ આ કાળકૃપા પુરૂષ પિશાચ ભાઈ દુઃખમય વ્યવહારમાં વળગાડી સુખેથી ઘાટ સંકલ્પ વિના માળા, માનસી ધ્યાન ભજન કરવા કરે છે તે શી રીતે કરાવશે. તે તો તે શાક્ત સંસ્કારી કુસંગ તંત્રી જાણે. પૂજ્ય આચાર્ય કે કોઠારી કે તેમના અનુયાયી ત્યાગી ગૃહીઓની અપવાદી નિંદા રાત્રિ દિવસ કરવી તેનેજ ધ્યાન ભજન માળા માનસી પુજાની ઉપમા આપી તે કરાવવાનું સમજાવતા હોય તો કુસંગકુધાને કાંઇ નવીન નથી. પુરૂષ પિશાચોમાં ધ્યાન ભજન માળા માનસી આત્મબળ વિગેરે સર્વ વિપરીતજ હોય છે.

વળી આ ભાઈની સર્વત્ર કાગ દ્રષ્ટિજ થઈ છે. જ્યાં ત્યાંથી સાચાં ખોટાં ચાંદાજ ગોતી કાઢવાની મહેનત કરે છે પણ કાંઈ સારૂં ગોતવાની મહેનત કરતા નથી. સારૂં ગોતનારને સારૂં પણ મળી આવે. હંસને તો ક્ષીરજ મળે છે. ક્ષીર નીરના મિશ્રણમાંથી પણ ક્ષીર માત્રનેજ ગ્રહણ કરે છે. આ ભાઇ શા માટે તેવો વિવેક કરવાની એલલખી કરવા જાય. ભલે જેનાં ન જોવા યોગ્ય છે. તેનાં ચાંદા જોયા કરે. અને તેનાથી હૃદયને ભરપુર ભરી દે. પછીથી આચાર્ય અને તેના અનુયાયીની નિંદા રૂપી ધ્યાન, ભજન, માળા, માનસી પુરી કરે અને ધર્મના દ્વારમા અપુનરાવૃતિ મોક્ષ મેળવે. તેમાં બીજાને કશો વેરલાભ નથી. કરે તેવુંજ પામે. વાવે તેવું લણે.

વળી આ આત્મશ્લાઘી પરનિંદક પુરૂષપશુભાઈ જે પૂજ્ય પુરૂષની નિંદાન વિના નિંદાનો નિત્ય પાઠ કરે છે અને મીથ્યા મહાત્માઓની નિર્માલ્ય નિરર્થક મીથ્યા પ્રશંસાનો નિત્ય પાઠ ભજવે છે. તેના

ગુણદોષવાળા સ્વરૂપને લેશ પણ જાણતા નથી. કુરૂપનિધિ ઉંટભાઈના વિવાહમાં કુસ્વર ગધેડાભાઈઓએ ગીતગાન કર્યું. પછી વધામણીમાં બીજી ઉચ્ચ જાતિના સુરૂપ અને સુસ્વરનાં કુવખાણ કરી પોતાની કુજાતનાં રૂપ સ્વરને પરસ્પર વખાણવા લાગ્યા. એવી આ ભાઈની સઘળી વિમુખ સ્થિતિ છે. હશે સંપ્રદાયના શત્રુઓ આથી બીજું શું શત્રુપણું વાપરે?

ભલા કોઠારીને તો પ્રભાત થતાં પ્રકટ થતા સંદેહાનામ રાક્ષસોને પાછા પાડવા કરડી આંખ્યોની કવાયત કરવી પડે છે. પણ આ કોઠારીના કુઠારી ભાઈને તો વગર કારણે નિષ્ફળ અહર્નિશ અવિરત કરડી આંખ્યોની કવાયત આચાર્ય કે કોઠારી કે તેના અનુયાયીઓ માટે ચાલુજ રાખવી પડે છે. કોઠારીની ખટપટ તો દુઃખમય વ્યવહારને અંગે અથવા આચાર્યને હંફાવવાની વિમૂખ ભલામણો કરનારા કઠોર કરપીણ કુલાંગાર ખટપટીયાને પહોંચી વળવા પુરતી ક્ષણિક હશે પણ આ ભાઈની તો વગર કારણે વિના પ્રયોજને અદ્યારે અંગમાં રગરગમાં શતત ચાલુજ છે. જમાના પ્રમાણે શિક્ષાપત્રી પાળનારા તમારા જેવા જુનાગઢના ઘણા નવાબો નવાબ સાહેબની મહેમાનગીરીની ખટપટ કરી થાકયા પણ છેવટે પોતેજ સપડાયા ત્યારે કોઠારીએ છોડાવ્યા છે. પણ હવે •રાજકોટના કે ભાવનગરના દરબાર સાહેબની મહેમાનગીરી કરવા જવાનું થાય નહિ અથવા મહામહેનતે મળેલી ક્ષુદ્ર નોકરીમાંથી મુકિત ન મળે તેટલું સાચવીને કામ લેશો એટલી ભલી ભલામણ છે.

સદ્‌ગુરૂશ્રી ગુણાતીતાનંદ સ્વામીના સંબંધમાં કશો અવિવેકી અયુકત અલભ્ય શબ્દ ચુંટણીમાં યોજવામાં આવ્યો નથી તેમ ગુણાતીત શબ્દના અર્થ પણ જાણતો નથી તથાપિ આ નરપશુ તેવા શબ્દો બનાવ્યા વિના કેવળ ખોટી ઉશ્કેરણી કરવાના ઈરાદાથી તેવા અંધ અપવાદો આપવા પુરૂષપિશાચતા વાપરે છે તો તેને લાખો નહિ પણ કરોડો અમારા ધીક્કાર છે.

શ્રી સ્વામીનારાયણના સમયમાં કોઈ સત્સંગી કે ત્યાગી સ્વાર્થી પ્રપંચી કાચા હૃદયના ન હતા. હળાહળ કળીયુગમાં શ્રીજીને સર્વાવતારીપણે ઓળખીને હજાર ગરણે ગાળીને સત્સંગના વહીવટનું બંધારણ બાંધ્યું હતું. ને તેઓના આગેવાનીથી ઘણા વર્ષ સુધી અવિછિન્ન ચાલ્યું. જેના પુષ્કળ પુરાવા સત્સંગી જીવન લેખ વિગરેમાં છે. પાછળથી સ્વાર્થી પ્રપંચી અંધશ્રદ્ધાને સ્થાન મળતાં તેને ફેરવી નાંખવાની અનેક બાજીઓ રમાઈ પણ તેમાં કશું વળ્યું નહિ. આ સર્વનું ચિત્ર ચુંટણીમાં આવ્યું છે જેથી વિશેષ વિવેચન કરવાની જરૂર નથી. હવે જાગૃતીનાં જેટલાં રણશીંગાં ફુકવાં હોય તેટલાં ફુકો અને વિમુખ પક્ષ પાસે ફુંકાવો. રણશીંગા ખુટી જાય તો બીજાં ઘણાં વાજીંત્રો છે તેનો ઉપયોગ કરશો. છેવટે જંત્ર મંત્ર તંત્ર અને યંત્રનો પણ ઉપયોગ કરશો. કોણ જાગે છે તે જાણવામાં આવતાં તેનાં દિવ્યદ્રષ્ટીથી દર્શન કરીશ. એજ વિનંતી.



# બોટાદના શ્રીજી સ્વયંસેવક મંડળને સેવ્ય સત્ય શુભ બે બોલ.

જો આ સ્વયંસેવક સમાજને રોષયુક્ત દીલગીરીની ખુબ લાગણી લાગી હોય અને ઉગતી પ્રજાના કુમળા મગજ ઉપર સંપ્રદાય માટે હલકી છાપ નહી બેસાડવાની તીવ્ર વૃત્તિ જાગી હોય અને સુખેથી ધ્યાન ભજન કે ધાટ સંકલ્પ વિનાની માળા માનસી પુજા કરવાની સાચી મુમુક્ષુતા પ્રકટ થઈ હોય અને પામર આત્માને બળવાન બનાવવાની બાહોશી આવી હોય અને પંચ વિષયના વેગ સામે સાચું યુદ્ધ કરવાની કે હૃદયની અનાદિ અંધ બદીઓને દુર કરી શ્રીજીના સિદ્ધાંતોનું અનુશીલન કરી સાચા સ્વયંસેવક થવાની ઉગ્ર ઈચ્છા અંકુરિત થઇ હોય તો પ્રથમ નિર્દોષ બીજાઓને દોષ આપના પહેલા કહેવાતા સત્સંગસુધાના નામથી વપરાએલી હળાહળ કુસંગકુધાનો આરંભથી આજ સુધીનો નિષ્પક્ષપાતપણે હિસાબ કરો. જે ઉદ્દેશથી માસીકનો આરંભ થયા હતા તેનો લેશ પણ રહ્યો નથી ઉદ્દેશો પોતેજ પ્રશ્નમથી બહાર પાડ્યા છે. થોડા દિવસ સુધા વહેતી કરી પછીથી તેમાં ધીરે ધીરે કુસંગકુધા ભેળવતાં ભેળવતાં છેવટે કુસંગકુધાનુંજ સ્વરૂપ બનાવી દીધું જે હજી પણ ચાલુ છે પ્રથમ તો આચાર્ય કે જે સ્વામિનારાયણ ભગવાનને પૂજ્ય સ્થાને છે તેમની સાથે વાદવિવાદ કરવાનું કે નિંદા કે અપમાન કરવાનું સર્વ શાસ્ત્રો ના કહે છે એવા પૂજ્ય આચાર્ય સામે અસત્ય, અસભ્ય, અસહ્ય, અયોગ્ય, અપ્રિય આક્ષેપોવાળા અતિ તોછડાઈ ભરેલાં તેમજ તેમની ઉજ્વળ કીર્તિ ઉપર અક્ષમ્ય હુમલાવાળા વિમુખ લખાણો ઘણા મારુથી લખવા માંડયાં. એટલુંજ નહિ પણ તેમને હંફાવવાની કે સંપ્રદાયમાંથી સર્વને વિમુખ કરવાની કે સત્સંગમાં જબરજસ્ત ઝપાઝપી કરવાની કાળમુખી પિશાચી ભુંડી ભલામણો કરવા માંડી તેની સાથે આચાર્યના કાર્યવાહકો કોઠારી વિગેરે કે તેમના અનુયાયી મોટા મોટા ત્યાગી ગૃહીઓ ઉપર હલકા વિચારો ફેલાવવા માંડ્યા અને પદે પદે અકારણ અપવાદી નિંદાના પેરેગ્રાફો ભરવા માંડ્યા. અને તેમની ઉજ્જવળ કીર્તિ ઉપર અક્ષમ્ય હુમલાઓ આરંભ્યા. છેવટે આખું જીવનજ તેમાં ગાળવા માંડ્યું. જે હજી પણ ચાલુજ છે. આ સર્વ માસીકનું નિંદક સ્વરૂપ આદ્યંત સુધીનું નિષ્પક્ષપાતપણે દુરાગ્રહને દૂર કરી રાગદ્વેષ રહિત થઇને શ્રીજીના સાચા સ્વયં સેવક ભાવથી વાંચી વિચારી જોશો તો સત્સંગમાં ઝેરી પ્રાણહારી હવા કોણે ક્યારથી પ્રસારી છે. અને ઉગતી બાળ પ્રજાના કુમળા મગજ ઉપર હલકી છાપ બેસાડવાનો કોણે પ્રથમ પ્રયત્ન કર્યો છે અને ધ્યાન ભજન કે માળા માનસીમાં કોણે વિઘ્ન કરવાનો જીવનમંત્ર માની લીધો છે અને સત્સંગીઓના હૃદયમાં ક્યા કરપીણ કાળમુખા વિમુખ પુરૂષ પિશાચો ફટાર ખાંતા માલમ પડે છે અને કોણે સત્સંગીઓના હૃદયને બળભળાવી મુક્યું છે અને ઝેરી બદીઓ દ્રષ્ટિગોચર કરાવી છે અને પામર આત્માને બળવાન બનાવવામાં કોણ આડા ઉતર્યા છે. આ સર્વ સ્વદોષોનું દિવ્ય દર્શન થશે એટલે મારી ઉપર તો લેશ પણ નહિ પરંતુ કુસંગકુધા ઉપરજ રોષયુક્ત દીલગીરીની લાગણી પ્રદર્શિત કરવાનું સ્વયં સુઝી આવશે અને આચાર્ય કે તેમના અનુયાયીઓ માટે કરેલા અક્ષમ્ય, અસત્ય આક્ષેપોવાળા લખાણનો યોગ્ય ઉતર આપવા કે તેને કોટીવાર ધીક્કારવા કે તેનેજ જડામૂળ કરવા અવિરત યુદ્ધ કરવા કટિબદ્ધ થશે અને સ્વયંસેવકતાનો પણ તેમાંજ ઉપયોગ કરવા સ્વયં ઉદ્યમી થશો, અને મારી ઉપર તો બહુજ ખુશી થશો. આ મંડળે પાટોત્સવના પ્રસંગમાં શ્રીગોપીનાથજીનાં દર્શન વિગેરે સમયમાં જન સંઘની થતી અથડાઅથડી અટકાવવા સારી સ્મરણીય સ્વયંસેવકતા વાપરી છે તો આ પણ નિષ્ફળ અનર્થદાયી અથડાઅથડી અટકાવવાની સેવા સજશે એવી આ સેવક આશા રાખે છે. છેવટે કુસંગકુધાનું સ્વરૂપ બદલાવશો તો પણ બસ થશે. માસીકનું સ્વરૂપ બદલાશે

ત્યારેજ તેને સંપ્રદાયમાં પ્રિય યોગ્ય સ્થાન મળશે, નહિં તો કુસંગકુધાનો ઉલિકાળ મળેલોજ છે. અને અક્ષમ્ય અપકૃત્ય બદલ વિમુખ પક્ષને બાદ કરતાં આખા સત્સંગ અંતઃકરણપૂર્વક કોટાનકોટી ધીક્કાર અને રોષયુક્ત દીલગીરીનું લાગણીનું પ્રદર્શન કરે છે અને કરશે. માટે હવે જ્યારે ફરીથી સ્વયંસેવક મંડળની બેઠક ભરાય ત્યારે ઉપરના સુચકનો ઠરાવ પસાર કરી જાહેર પ્રજાની જાણ ખાતર કહેવાતા સત્સંગકુધામાં તંત્રીદ્વારા યોગ્ય સ્થાન મેળવી અવશ્ય પ્રકટ કરશો એવી આગ્રહભરી નમ્ર વિનંતી છે.



# અમદાવાદના સ્વામિનારાયણ નિંદક માસિકના ગુઢ ગાઢાંધકારનો પ્રકાશ.

ગયા માસીકમાં આચાર્ય નિંદક તંત્રીએ અથવા તેમના કોઈ જંત્રીમંત્રીએ લેખનત્ર રચ્યું હોય તે કાંઈ સ્પષ્ટ થતું નથી પણ ગમે તે અંધકારમાંથી તંત્રીદ્વારા પ્રકાશમાં આવ્યું છે. આમાં કશા ઉપયોગનો ઉતર આપવા યોગ્ય કે વિચારવા યોગ્ય નવીન સત્ય અર્થ નથી. નિંદક માસીકનું ચુંટણીમાં જે એકાંતિક સ્વરૂપ (આચાર્ય કે તેમના અનુયાયી ત્યાગી ગૃહીઓના પેટ ભરીને નિંદા દ્રોહ કે તિરસ્કાર કરવો અને તેમનાથી જે વિમુખ થાય તેની સહસ્ત્ર મુખે ખુબ ખુશામતીઆ મીથ્યા પ્રશંસાના આડંબરો કરવા વિગેરે) વર્ણવ્યું છે. તેજ સ્વરૂપ ભોળા લોકોને વિસ્મરણ ન થવા માટે ફરીથી બહાર લાવવા પુરતો પ્રયત્ન કર્યો છે. ચુંટણીમાં તંત્રીની જાત કે ભાત માટે કશું કહ્યું નથી. ફકત માસીકના પ્રાચીન ઉદ્દેશો અને અત્યારનું નિંદક સ્વરૂપ ટુંકામાં અંતભાગમાં સત્સંગના ઉત્કર્ષ માટે અવિદ્યાની વૃદ્ધિ અટકાવવા શુદ્ધ નિષ્ઠાથી જણાવ્યું હતું. પોતાનું નિંદક સ્વરૂપ તો બદલી શકયા નહિ ઉલટા આખા વડતાલના અંધ તંત્રના તંત્રી થઇ જવાબદાર ખુશામત કરવા તૈયાર થઈ ગયા. અમદાવાદના વિમુખ વહીવટ તો ગળથુથીમાંથીજ રાખ્યા હતો. અને આ વળી એક વધારાનો વહીવટ હાથમાં લીધો. હશે તંત્રી અને વળી કોઠારી નામધારીને બધું બંધ બેસતુંજ છે. તેમને તૃપ્ત ન જોઇએ. ચુંટણીમાં તંત્રીને કશો સંબંધ નથી છતાં જેમ વસોવાળા ઇશ્વરચંદ કોઇને મળી આવવાનો અપવાદ આપે છે તેમ આ તંત્રી ભાઇ આચાર્ય પક્ષને નિંદવા અને તેનાથી વિમુખોના વખાણ કરવા અંધ પરંપરાને અનાદિ ન મળી આવ્યા હોય અને તેમના સઘળો સડેલો ભુંડો ભાર માથે ઉપાડીને તેને શોભાવવા માટે ફરતા હોય એવું અનુમાન છે. ચૂંટણીમાં કોઇની ઇરાદાથી નિંદા કરવામાં આવી નથી. પણ ચુંટણીના કે કારભારના સંબંધમાં થએલી કુટિલ કુટ ખટપટનો પ્રકાશ કર્યો છે. છતાં આ તંત્રીએ અર્થનો અનર્થ કરી તેનો લેશ પણ જવાબ કે ઉહાપોહ કરવાની આગાહી કર્યા વિના કેવળ ઉશ્કેરણી કરવાના અંતરના બેદી ઇરાદાથી ચુંટણીમાંથી કેટલાક શબ્દોનું કુટિલ તારણ તંત્ર કરી તેને પ્રકાશ કરી પોતાના તંત્રી પ્રકાશક નામને આભારી કરવા સિવાય કશો અર્થ દ્રષ્ટિએ પડવા દીધો નથી.

વળી આ તંત્રી કોઠારી માસીકમાં "અમે અત્યાર સુધી આચાર્ય પદના ગૌરવને લીધે કશું કહ્યું નથી. પણ હવે કહીએ છીએ." આવું અશ્રુતપૂર્વ અપવાદી અસત્ય દોષ દ્રોહ ઢાંપણ દોષ કોઠારમાંથી બહાર દેખાડયું છે. જાણેથી સાત છોકરા થયા તથાપિ પતિવ્રતની વાતો કરવા જેવી આ વાત છે. પૂજ્ય આચાર્ય કે તેમના જે કોઈ અનુયાયી ત્યાગી ગૃહીઓ હોય તેઓની અપવાદી અસત્ય અક્ષમ્ય અશ્રાવ્ય નિંદા દ્રોહ કે તિરસ્કાર કરવાજ જેનો કોઠાર કુળમાં જન્મ થયો છે. આ જીવન પણ જેનું તદ્રુપ તેજ

થઈ ગએલું ઘણા વર્ષથી અનુભવાયું છે. પોતાના (અમદાવાદના) પુજ્ય આચાર્યને પણ આચાર્ય શબ્દથી નહિ સંબોધતાં શ્રીયુત શબ્દથીજ સકટાક્ષ સાક્ષેપ સાક્રોશ સતિરસ્કાર સંબોધે છે. તો બીજા પૂજ્યાદિ વિશેષણની વાતજ શી ? જેમ કોઈ દુરાગ્રહી દંભી શિવદ્વેષી વૈષ્ણવ, સીવડાવવાના લૌકિક વાચિક વ્યવહારમાં પણ મંગળ શિવ શબ્દનો ઉચ્ચાર કરવામાં અન્યાશ્રયની અંધ અવળાઈ આદરે તેમ આ એકાંતિક તંત્રી ભાઈ નિંદક માસીક લખવાના પ્રસંગમાં પણ આચાર્ય શબ્દ આવવા દેતા ન હતા. આ ઉપરથી આચાર્ય પ્રત્યે કેટલી દુરાગ્રહ ભરેલી દ્વેષ ભરેલી રોષયુકત દ્રોહ બુદ્ધિ કે તિરસ્કાર બુદ્ધિ છે તે એકજ અક્ષરથી સ્પષ્ટ સમજાય છે. માસીકનાં તમામ માર્મિક પદો વિચારીએ તો એકાંતિક નિંદકસ્વરૂપજ માલુમ પડે છે. છતાં હજી આ કુટ તંત્રી કોઠારી કોણ જાણે કેવું ગૌરવ સાચવતા હશે તે તો તેજ જાણે. અથવા તેમના કુટિલ જંત્રી મંત્રીઓ જાણે. પોતાના કે પોતે પૂજ્ય માનેલા કોઠારી પુરાણી શાસ્ત્રી કે સત્સંગ મહાસભા તરફ લગાર દીર્ઘદ્રષ્ટિથી દોષ દર્શન કરે તો હદ ઉપરાંત આચાર્ય ઉપર કે તેમના અનુયાયીઓ ઉપર અક્ષમ્ય અયોગ્ય અપવાદી તિરસ્કાર બુદ્ધિ ઉદય પામે નહિ. હશે સો પ્રયત્ન કરતાં પણ જાતિ ગુણ જાયજ નહિ. પૂજ્ય આચાર્યને દરજી કે સોનીની ઉપમા આપી ગમે તેવી ભુંડી ભલામણો કરશો તો પણ ગુરૂ ભકતો તો શિક્ષાપત્રીમાં કહ્યા પ્રમાણે ગુરૂનેજ પૂજશે. અને તેમના વિમુખ અભકત તો દરજી સોનીનેજ માનશે.

વળી આ તંત્રી કોઠારી બીજું એક કુટીલતંત્ર પ્રકાશમાં લાવવા બહાર પડયા છે. અમદાવાદ વિભાગનું તંત્ર તો હસ્તામલકવત્ તપાસી ગયા. હવે વડતાલ વિભાગનો વહીવટ તપાસવાનું કોઠારીપણું હાથમાં લીધું છે. ધોળા લુગડાંવાળા કોઠારીઓને ભગવા કપડાંવાળા સાધુઓ ઉપર અધીકારી રાખવાનું અયોગ્ય માનતાં હોય અને ગમે તે કારણથી વડતાલમાં એ રીવાજ પેઠો હોય તેમાં સુધારો થવાનું ઘટીતપણું સમજતા હો તો તે સ્તુત્ય છે. પણ વડતાળ વિભાગના વહીવટની કોના પ્રમુખપણાથી પ્રથમ વ્યવસ્થા ચાલતી હતી અને પછીથી કોના પ્રમુખપણાથી પરીવર્તન પામી તેનો પણ ઇતીહાસ પૂજ્ય પુરાણી ભકિત જીવનદાસને પુછી જોશો. હું થોડુંક કહું છું. વડતાલમાં પ્રથમ સ. અક્ષરાનંદ સ્વામી મહંત હતા. ત્યારથી તેજ દ્વેષી સ્વાર્થી પ્રપંચમૂર્તિ મહુંમ કારભાર કલ્યાણી કોઠારી ગોરધનદાસનો અંધ પ્રવેશ થયો ત્યારથી ધીરે ધીરે અક્ષમ્ય અયોગ્ય અવર્ણનીય ફેરફાર હદ ઉપરાંત થયો. આમાં આથી બીજું કોઈ પ્રમુખ કારણ નથી. આ પ્રકટ વાતથી તમારા શીવાય કોઈ ત્યાગીગૃહી અજ્ઞાત નથી. આવી અયોગ્ય ફેરફારી કોઈ સદ્ગુણથી તો નહિજ કરેલી પણ ચુંટણીમાં વર્ણવેલા દોષભંડારથી કરેલી. આ મેરૂદોષમાં તમામ ગુણનો નાશ થવાની સાથે સમગ્ર દોષોનો સમાવેશ થઈ જાય છે. આ કૃત્યને અયોગ્ય ગણતા હો તો તેનું મૂળ કારણ કપટ કોઠારી છે. કારભાર કરવામાં કે મેળવવામાં કોઈપણ એવો દોષ નહિ બાકી રહી ગએલો હોય કે જે કોઠારીએ ન કરેલો હોય. તેમના પ્રત્યે પક્ષના વિભાગ વિના તમામ સાધુ વ્યકિતઓના અંતરના રોષયુકત ધીક્કારના ક્રુર આક્રોશો અદ્યાપિ નીવૃત થયા નથી માટે જે ગુણ દોષ કહેવો હોય તે તેમને તથા તેમના મીથ્યા મહિમા ગાનારા ખોટા ખુશામતીયા વીચાર વીનાના અનુયાયીઓને કહેશો. આથી પણ અધીક સત્ય વિવેચન જાણવાની ઇચ્છા હોય તો તેમના સાચા શીષ્યોની ખાસ ખુશામત કરીને જાણી લેશો. કારણ જણાયા પછી કાર્ય તો સહજમાં સ્પષ્ટ જણાશે. એટલે ચુંટણીમાં ગોરધનદાસના સંબંધમાં કહેલું સત્ય યોગ્ય અનિંદ્ય ગ્રાહ્ય જણાશે. બીજાઓની ગતિ પણ ગોરધનદાસ જેવી જાણી લેવી કહેલું તે ખોટું નથી. પછી જેમ તેને સમજવું હોય તેમ સમજે, ચુંટણી કે કારભાર તો તેવાજ હોય. ધોળા લુગડાંવાળા કોઠારીઓ ન હોય અને સાધુઓજ હોય તો સારો સુધારો થવાની ધારણા રાખતા હો તો તે રમણીય વાત છે, પણ પ્રથમારંભથી અત્યાર સુધી અવિછિન્નપણે અમદાવાદ વિભાગમાં સાધુઓજ મુખ્ય મહંત છે અને પાળાઓનો લેશ પણ હીસાબ નથી. તો ત્યાંના મંદિરોમાં

ધાર્મિક સ્થિતિ કે આર્થિક સ્થિતિ કે વહીવટી સ્થિતિ કેટલી સુધારા ઉપર ઉચ્ચ કોટીના થઈ ગઈ છે તે કંઈ દ્રષ્ટીએ પડતી નથી. ઉલટી કાંઈક અંશે ન્યૂન વિગુણ માલમ પડે છે. તેવો અસંતોષ તંત્રીજ બતાવે છે. માટે આ અપવાદનો અનુત્તમ ઉત્તર આક્રોશ દર્શન શીવાય બીજો નથી. જ્યાં સુધી ત્યાગીઓના ઉપરી અધીકારીઓના સ્થાન ઉપર કોઈ સારો ચારીત્ર્યશીલ ત્યાગી મહંત ન નીમાય ત્યાં સુધી કશો સુધારો થવાનો શકય નથી એમ ધારતા હો તો સારી વાત છે. પણ તંત્રીને તો તેમાં પણ અપવાદ કે આક્રોશ કરવાનો રહેવાનોજ. કોઇ ચારિત્ર્યશીલ મળશે તો વળી વિદ્વાન માટે ધ્યાન ખેંચાશે. વિદ્વાન મળશે તો વળી સ્થાનો ઉપર યુવાન સાધુંઓને મુકવાની આચાર્યની હિંમત ન ચાલે એવો લોકમત જાગ્રત કરી સત્સંગ મહાસભાનો પ્રભાવ પાડી વૃદ્ધ માટે ધ્યાન ખેંચશે. આ બધુ કદાચિત્ બને તો વળી આચાર્યનો અનુયાયી નહિ પણ તેનાથી વિમુખ થયા હોય તે જોઇશે અથવા જમાનાને અનુસરીને કલ્પિત સમાજ જેમ કહે તેમ કરે તેવા માટે ધ્યાન ખેંચશે. જેથી અપૂજ્ય પુજાય નહિ અને પૂજ્યની પુજા થાય, તેમાં પણ પુજ્યાપુજ્યના નીર્ણયની તકરાર તો બાકી રહેશે. છેવટે અંધધારણમાં આચાર્ય આડા આવશે તો વળી તેને ઉથલાવવા લોકમત જાગ્રત કરવા ધ્યાન ખેંચશે એટલે અશાંતને ધ્યાન ખેંચ્યાની વીશ્રાંતી તો નહિજ આવવાની. દ્રષ્ટીદોષ તો આગળ આવીને ઉભોજ રહેવાનો. ધોળા ભગવાની વાત જવા દઇને ગૃહસ્થો કોઠારી મહંત હોય તો શું ખોટું છે તે વીચારી જોશો. જેવા મનસ્વી સુધારા કરવા હોય તેવા થઇ શકે. "मनोरथानां न समाप्ति रस्ति" વડતાળ દેશમાં ધોળા લુગડાંવાળા કોઠારી હોવાથી સુધારા નહિ થઈ શકે. અમદાવાદ દેશમાં સાધુંઓ મહંત છે એટલે બધા સુધારા થઈ ગયા હશે. બાકી હશે તો કરી દેશે. હું જોઇને ખુશી થઈ અભિનંદન આપીશ. માસીકનો સુધારો કરશો તો બધા સુધારા થઈ જશે. પોતાનું બગડેલું ધોશે તો બસ છે. એટલું તો યોગ્ય ગ્રાહ્ય છે કે ધોળા હોય કે ભગવા હોય, યુવાન હોય કે વૃદ્ધ હોય. વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, ગૃહસ્થ કે ત્યાગી હોય, પણ તેનામાં સંપ્રદાયનાં ધાર્મિક તેમજ વ્યવહારિક ગુણ હોય તેની સાથે સ્વાર્થશુન્ય હોય તો તે લાયક છે.

## "गुणाः पूंजा स्थानं गुणिषु न च लिंगं न च वयः"

વળી આ કુટિલ તરંગી તંત્રી મજૂર વર્ગને પ્રારબ્ધવશાત્ મળેલી મજુરીમાંથી મુક્ત કરીને બધાંને રાજા બનાવી દેવાની ઉમેદ રાખે છે. પણ શી રીતે બની શકે તેનો લેશ પણ ખ્યાલ નથી. પણ સમજી રાખો કે, સ્વધર્મ માંજ શ્રેય છે. પરધર્મ ભયંકર છે. બધા શિષ્યોને ગુરૂઓ બનાવી દેવાની ભલામણો તો સારી કરી છે. પણ થતું હશે તે થશે. ચાલતું હશે તે ચાલશે. નવીનમલીન તંત્ર નહિ નભે. ફાંફાં મારશો તેટલાં ફોગટ જશે અને કર્યાં કૃત ભોગવવાં પડશે. ત્યાં આચાર્ય નિંદક માસીક કામ નહિ લાગે. પોતાનું ગજું વિચારી પોતાના ધર્મમાં રહી સેવ્ય સેવકનો ભેદ સમજી સ્વકર્તવ્ય ઉત્સાહથી કરતા હોય તેને સ્વધર્મથી પતિત કરવાની ભુંડી ભલામણ કરવાથી કશું ફળ નથી. નિઃસતાવાળાની નિષ્ફળ હજામત કરવા કરતાં સત્તાવાળાની સફળ ખુશામત શું ખોટી છે? સંપ્રદાયના અનુત્કર્ષ માટે અને અવિદ્યાની વૃદ્ધિ માટે અને શુદ્ધ પ્રણાલીકા પાડવા માટે અશુદ્ધ નિષ્ઠાથી કયા કયા કાર્ય કર્યા છે તેનો વિચાર કોઈ વખતે થઈ રહેશે, પણ ઉત્કર્ષ માટે કે વિદ્યા વૃદ્ધિ માટે કે શુદ્ધ પ્રણાલીકા સાચવવા ક્યાં ક્યાં નિઃસ્વાર્થ કાર્ય માસીકે કર્યાં છે તે બતાવી આપશે તો બસ થશે......

વળી આ અવિદ્યા તંત્રી વડતાળ પાઠશાળાના સંબંધમાં પણ વિશાળ વિમુખી વિદ્વત્તા વાપરતા આવ્યા છે. પાઠશાળા સ્થાપી વિદ્વાન્ વિપ્રને રાખી સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી એમ આચાર્યધર્મમાં શ્રીજીએ કહ્યું છે, તે પ્રમાણે થતું આવતું હતું કે નહિ? તે વાતને વિવાદ ઉપર રાખીને વિચાર કરીએ. થોડા

વર્ષો પહેલા સંસ્થામાંથી શાળાખાતાનું અમૂક વિત્ત જુદું પાડી તેનો વહિવટ અમૂક મેંબરો કરે, એવી કેટલાની વૃત્તિ થવાથી સમયની બલીહારીને લીધે તેમ થવા પામ્યું હતું. શાસ્ત્રીઓ વિગેરેની તાત્કાલિક વ્યવસ્થા પણ થઇ. થોડાક દિવસમાંજ અનેક અનિવાર્ય અંધ વિગ્રહો આરંભાયા, જેથી જેમ તેમ વ્યવસ્થા ચાલુ રહી. આચાર્યની શાળા ચલાવવાની અશક્તિથી કે ગમે તે કારણથી શાળા વહિવટ જુદો પાડી અમૂક મેંબરોના હાથમાં આપ્યો, એટલે હવે તેમાં એકલા આચાર્યને શિર અપવાદ આક્ષેપ આપવો અનુચિત છે. આચાર્યે શાળાના વિત્તમાં કે શાસ્ત્રીઓ, વિદ્યાર્થીઓ, મેંબરો કે વહિવટમાં કશો વિરોધ કર્યો નથી. એક શાસ્ત્રી છે અને બીજા રાખવા પણ તૈયાર છે. શાળાના સંબંધમાં મેમ્બરોનો પણ કશો વિરોધ નથી. એટલે તેમનો દોષ કાઢવો તે પણ અસ્થાને અવિદ્યા છે. સત્ય વાત એટલી છે કે પ્રથમ તો સંસ્કૃત વિદ્યાનીજ દુર્દશા બેઠી છે. તેના વિદ્યાર્થી કોઇ મળતા નથી. ત્યાગીઓને અભ્યાસ કરવાની પ્રથમ આવશ્યકતા છે પણ તેઓ વિદ્યાથી વિદૂર રહેવાની અવિદ્યામાં અંતરાયા છે. તેમની સાથે ઘણીવાર માથાંફોડ, મગજમારી કરી શકયા પણ તે વાતનો નોર પડતો નથી. અનેક અપવાદી અયોગ્ય કારણો લાવીને ઉભાં કરે છે. શિષ્ય સુશ્રષાનું બળ વધ્યું છે અને તેનો કોઈ વાંક કાઢતા નથી. કેટલાક કહે છે કે ભણી શકે તેવા બાળકોને નિગ્રહથી શાળાંમાં રોકવા. પણ નિગ્રહ કોણ કરે એ પ્રશ્ન અટપટો છે, આચાર્યનો નિગ્રહ વિદ્યા જેવી સુકૃતની વાતમાં પણ સ્વાતંત્ર્યવાદીઓથી સહ્ય નથી. જો નિગ્રહ કરવા પ્રવર્તે તો ઉલટો આચાર્યનો નિગ્રહ કરવા પ્રવર્તે એવા મહામહોપાધ્યાય બહુ પડયા છે.

**"प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति:"**

આવો પણ અર્થ છે. એટલે આ પ્રકારથી વિદ્યાર્થીઓ મળી શકતા નથી. મેમ્બરો પોતાની જાતના ધણી છે તેમના કહ્યા કર્યાથી ભણવા રહે નહિ. ત્યાગીઓને વિદ્યાની જરૂર છે એટલે તેઓએ કાંઇક ગરજ રાખવી ઘટે છે. આચાર્ય કે મેમ્બરો તો વ્યવસ્થા કરી આપે. કોઇ સગવડની ખામી માનતા હોય તો તે ધારવા મુજબ તો નથીજ છતાં જરૂર જણાય તો પુરી પાડવા તૈયારજ છે. એટલે આમાં કોનો દોષ કાઢવો તે વિચારણીય વાત છે. જેથી વીધાતાનોજ વાંક કાઢવો ઠીક પડશે. આ ભાઇને તો આચાર્ય ઉપર કે મેમ્બરો ઉપર શી રીતે દોષારોપણ થાય એટલુંજ જાતિ જીવન ગુજારવું છે. શાળાની રકમ કોઈ ખાઇ ગયું નથી. તેનું વ્યાજ ચઢયે જતું હશે તો તે પણ કોઈ ખાઈ ગયું નથી. મુંબઇના મોટા શેઠના હાથમાં ઠેકાણે પડયું છે. જેને આખી સંસ્થાની દુર્દશા જણાય તેને શાળાની કેમ નહિ જણાય? તંત્રી ભાઇ સત્સંગના ઉત્કર્ષ માટે વિદ્યા વૃદ્ધિ માટે કે શુદ્ધ પ્રણાલીકા બનાવવા માટે ગમે તેવી શુદ્ધ નિષ્ઠાથી આચાર્યની કે મેમ્બરોની ટીકા કરતા હશે પણ શુદ્ધાશુદ્ધ હૃદયને સમજુ ઝટ સમજી જાય છે. તંત્રીને તો આડા અવળા બે બોલ બોલીનેજ શાળા વિદ્યા કે સાહિત્યનું કામ કરી લેવું છે. પણ અર્થના સ્વરૂપમાં કરવામાં તો અનેક અડચણો આવે છે તે વાચિક તંત્રીને તો હિસાબમાં નજ આવે. ટીકા કરશો અને ટીકાની પણ ટીકા કરશો તે કાગળોને શોભતું તો આવશે પણ કશું કાર્ય નહિ થાય. પુરૂષાર્થ કરી બતાવવો જોઇએ. આ ભાઇની વડતાળ પાઠશાળા માટેજ આટલી બધી તીવ્રતા શાથી રહે છે તે સમજાતું નથી. અમદાવાદ માટે તો કાંઈ બોલતાજ નથી. ત્યાં તો જાણે શાળાની ઉચ્ચ સ્થિતિ થઇ ગઇ હશે અને મોટા મોટા વિદ્વાનો થઇને બહાર પડી ગયા હશે. હશે છ માસ અગાઉ પાઠશાળા માટે લખેલું તે વળી સ્મરણ કરાવી આપ્યું તો મોટો ઉપકાર થયો વળી સ્મરણ કરાવી આપશો. વડતાળમાં પાઠ-શાળાની દુર્દશા થઈ છે. તેના ચલાવનારા મેંબરો પણ ઠીક નથી. કોઠારી પણ ભોળા અયોગ્ય છે. જેથી ધાર્મિક આર્થિક કે વ્યવહારીક સ્થિતિ સુધારા ઉપર નથી. સત્સંગ સમાજમાં પણ બળ નથી. માટે ભલા થઇને પડયા ઉપર પાટુ મારવાની હુંશીયારી નહિ વાપરતાં અમદાવાદની બધી વ્યવસ્થા સારી છે તેનાથી આત્મ કલ્યાણ કરી લેશો એવી નમ્ર વિનંતિ છે.

# સફેતને બે બોલ.

તદન સફેત હોય કે અર્ધ સફેત પણ તેને અવિદ્યાની કાળપ રગરગમાં વ્યાપી ગઈ છે: જેથી પોતે દોષ માત્રના ભંડારી કોઠારી મહાંત મહારાજા હોવા છતાં, નિર્દોષ પુજ્ય પરોપકારી પુરૂષ ઉપર કાળા કાળજાનો હુમલો કરવાનું સાહસ કરી વાળ્યું છે. સંપ્રદાયમાં ઘણી ત્યાગી વ્રતીઓ છે. અને તેમાં ઘણી દોષવાળી પણ હશે. તેમાંથી આ અર્ધદગ્ધને તો કોણ જાણે હાથજ ન આવ્યું હોય જેથી નિર્દોષ પવિત્ર પુજ્ય પુરૂષ કે જેમણે અનેકવાર અવર્ણનીય ઉપકારો કર્યા છે તેમની ઉપર અકારણ અયોગ્ય અસંભવિત આક્ષેપ કરવાની અવળાઈ આરંભી છે. મહાપુરૂષના અપરાધો આલોક પરલોક બગડેલા પ્રત્યક્ષ અનુભવાય છે. તથાપી કાંઈ બાકી રહ્યું હશે જેથી પુરૂ કરતા હશે એમ જાણી વધારે કહેવાની જરૂર નથી. મોટા ઉપર કરેલો અપચાર કરનાર ઉપર પાછો પડે છે. સુર્ય સામે નાંખેલી ધુળ પોતા ઉપરજ પડે છે. એક સ્થાનમાં વધારે રહ્યાનો આ દોષમુર્તિ દોષ કાઢે છે. પણ મંદીરની કેવી ઉચ્ચ સ્થીતી કરી છે અને કેટલી સેવા કરાવી છે તેમજ રહેનાર કેવી ઉચ્ચ સ્થીતીથી રહ્યા છે તે તરફ તો અંધ દ્રષ્ટિજ રાખી છે. એક સ્થાનમાં વધારે દીવસ રહેવામાં તો સ્થાનીક સત્સંગીઓનો સાચો ગુણી પ્રેમ જોઈએ છીએ. વળી અધીપતી આચાર્યશ્રીનો પણ પ્રેમ હોવો જોઈએ. વળી રહેનારની પણ સારી ઉચ્ચ સ્થીતીની સાથે અનુકુળતા હોય ત્યારેજ રહેવાય છે. જો આવી સ્થીતી ન હોય તો પોતાની તીવ્ર ઈચ્છા છતાં પણ એક વર્ષ રહી શકાતું નથી. બ્રહ્મચારીની બદલી થઈ અને સાધુની કેમ ન થાય? આટલી ઉઘાડી સ્પર્ધાવાળી લવરી કરવાથી કાંઈ પેટ ભરાય તેમ નથી. બ્રહ્મચારીની બદલી થઈ, અને સાધુ કેમ પડી રહ્યા છે એવી અંતરની બળતરા બહાર કાઢી છે. પણ એટલું સારૂં કર્યું કે બદલી થયા છતાં બ્રહ્મચારી કેમ પડી રહ્યા છે એવી બળતરા બહાર ન કાઢી. તેજ દ્વેષ સિવાય આમાં બીજું કશું કારણ જણાતું નથી. એક સ્થાનમાં વધારે વર્ષ નથી રહી શકાતું એવો નીયમ છે કે નથી તેના વિચાર કરવાનું કામ સત્તાધીશના હાથમાં છે, જેથી વિચાર કરવાની જરૂર નથી. મેવા. મીઠાઈ, લાડુ, પુરી બહુ સાંભરતી હોય અને વર્ણીની બદલી ન કરવા દેતી હોય. અને વધારે વર્ષ રહેવું હોય તો જ્યાં ત્યાં ફોગટ ફાંફાં મારવા મુકી દઈને મંડળના, ગુરૂના તેમજ અધીપતી આચાર્યના સાચા અનુયાયી બનો, અને તેમાં ઉપયોગી ગુણ ચારિત્ર્યને સંપાદન કરી નીયમસર સભ્યતાથી વ્યવહાર ચલાવવાનું શીખો. આવાં હાંતીયાં કરવાથી કે ડાચીયાં નાંખવાથી કે પાપળાં મારવાથી એક બટકું પણ મળવાની આશા નથી. આ મોટાભાઈની વૃત્તિ નિર્દોષ નિરપરાધી પુજ્ય પુરૂષના અકારણ અપરાધ કરવા તરફ થઈ છે, તો બહુ ખુશી થવા જેવી વાત છે. જ્યારે સર્વસ્વનો સત્યાનાશ થવાનો હોય. ત્યારેજ આવી વૃત્તિ થાય છે. "નાસ્તિ નષ્ટે વિચારઃ" "વિનાશ કાળે વિપરીત બુદ્ધિઃ" બદલીની અને નાબદલાની વાતો કરવા ઉપરથી કોની કેટલી સ્પર્ધાવાળી ઉંડી બળતરા છે તે સર્વ કોઈ જીજ્ઞાસુ સ્પષ્ટપણે જાણી શકશે. બીજાની પોલ કહેતા પહેલાં પોતાની પોલમપોલ તપાસી જૂવે તો હજી સારૂં છે......

